॥ श्रीरामचन्द्रोविजयते तराम् ॥

# शिवमहिम्नस्तोत्र

तथा

## नर्मदाष्टक स्तोत्र

( गुर्जरटीका सहित. )

छपावी प्रसिद्ध करनार.

ठाकोर जयंतीलाल एन्ड को.

बुकसेलर

रीचीरोड—अमदावाद.

आवृती बीजी. प्रत. २०००

श्री रत्नसागर प्रीन्टींग प्रेस—अमदावाद.

संवत १९६६ सन १९१०

अथ

# शिवमहिम्नस्तोत्र सटीक

## प्रारंभः



श्रीगणेशाय नमः ॥ पुष्पदंत उवाच । महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः अथवाच्यः सर्वः स्वमतिपरिणामावधिगृणन् ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥ १ ॥

હે દુઃખને દુર કરનાર શિવજી ! આપના મહીમાનો પાર અર્થાત્ નિર્ગુણ સ્વરૂપનો પાર નથી કોઇ મુર્ખ સાધારણ માણસે કરેલી સ્તુતી જેવી રીતે દર્શાવવી જોઇએ તેવી રીતે દર્શાવવામાં ન આવે તો તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ બ્રહ્માદિક વીગેરેની વાણી પણ આપની સ્તુતિ કરવામાં બંધ પડી જાય છે એટલે ચાલી શકતી નથી. તો સઘળા મનુષ્ય પોતપોતાની બુદ્ધિ પહોંચે ત્યાં સુધી સ્તુતિ કરી શકે તો તેમાં તેનો દોષ કહેવાય નહિ તેથી કરીને

મારો આ સ્તોત્ર રચના પ્રકારના સંબંધમાં એ અપવાદને લાયક નથી. ૧

अतीतः पंथानं तव च महिमा वाङ्मनस-
योतरव्यावृत्त्यार्यं चकितमभिधत्ते श्रुतिरपि । स
कस्य स्तोतव्यः कतिविधगुणः कस्य विषय पदे
त्ववर्वाचीने पतति न मनः कस्य न वचः ॥ २ ॥

હે ભગવત! તમારો મહિમા વાણી અને મનથી જાણવામાં આવતો નથી કે જે મહિમા વેદ પણ નિશ્ચયપણે વર્ણવી શકતા નથી તે તમારા મહિમાનું વર્ણન કોણ કરી શકે એટલે કોઇથી થઇ શકે તેમ નથી. તમારામાં કેટલાક ગુણ છે તે વિષય પણ કોનો છે તે પણ કહી શકાતું નથી. પરંતુ આ સંસારના પદાર્થો ઉપર કયા પુરૂષની વાણી પહોંચી શકતી નથી અર્થાત્ સઘળાની પહોંચે છે. ૨

मधुस्फीता वाचः परमममृतं निर्मितवत-
स्तव ब्रह्मन्किं वागपि सुरगुरोर्विस्मयपदम् । मम
त्वेतां वाणीं गुणकथनपुण्येन भवतः पुनामीत्य-
र्थेऽस्मिन् पुरमथन बुद्धिर्व्यवसिता ॥ ३ ॥

હે બ્રહ્મન્! મધથી પણ મીઠી વાણીના બનાવવાવાળા પણ તમો છો વળી બ્રહ્મદેવની વાણી આપને વિષે આશ્ચર્ય પામે છે તો બીજાની શી ગણતરી! તો તમો કહેશો કે

તું શા કારણથી મેહેનત કરે છે તો તેના જવાબમાં મારે નમ્રતાપૂર્વક કહેવાનું કે મારી બુદ્ધિના પ્રમાણમાં આપના ગુણના કથનને વાસ્તે મારી વાણી પવિત્ર કરવાનો મેં નિશ્ચય કર્યો છે. ૩

तवैश्वर्यं यतज्जगदुदयरक्षाप्रलयकृत्त्रयविस्तुव्यस्तं तिसृषु गुणभिन्नासुतनुषु । अभव्यानामस्मिन्वरद रमणीयामरमणीं विहंतुं व्याक्रोशीं विदधत इहैके जडधियः ॥ ४ ॥

હે વરદાનિય આ સંસારના મંદ બુદ્ધિવાળા પુરૂષો આપના એશ્વર્યની નીંદા કરે છે. પણ તે આપનો વૈભવ કેવો છે તે કહી બતાવે છે. આપ સંસારની ઉત્પત્તિ, પાલન તથા સંહાર કરો છો. આપનું એશ્વર્ય ત્રણે વેદોનું તત્વ છે અને ત્રણ ગુણ (સત્વ, રાજસ અને તામસ) ને લીધે ત્રિમૂર્ત્તિ ( ત્રણ સ્વરૂપ ) ધારણ કરેલા છે. આપની નિંદા પાપીને પ્રીય લાગે છે. પરંતુ આપના સર્વ જ્ઞાનાદિ ગુણયુક્ત એશ્વર્યની નીંદા મુમુક્ષુઓને અતિશય અપ્રીય લાગે છે. ૪

किमीहः किंकायः स खलु किमुपायास्त्रिभुवनं किमाधारो धाता सृजति किमुपादान इति च । अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हताधियः कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥५॥

નમો નિશ્ચય કરી કહો કે વિધાતાએ ત્રણ લોકોને ક્યાં બેશીને, કઇ પ્રકારે, કઇ કાયાથી તથા કઈ યુક્તિથી અને કયા કારણથી એટલે કઇ વસ્તુથી અને કોને વાસ્તે ઉત્પન્ન કર્યા. કેટલા મંદ બુદ્ધિવાળા પુરૂષો આવા આવા કુતર્ક કરે છે. આપના ભક્તના ચિત્તને ભમાવવાના હેતુથી આપના વિષે આવા કુતર્ક કરવા એ યોગ્ય નથી કારણ આપ અનિર્વચનીય ઐશ્વર્યવાળા છો. ૫

**अजन्मानोल्लोकाः किमवयववन्तोऽपि जगतामधिष्ठातारं किं भवविधिरनादृत्य भवति। अनीशो वा कुर्याद्भुवनजनने कः परिकरो यतो मंदास्त्वां प्रत्यमरवर संशेरत इमे ॥ ६ ॥**

હે દેવોત્તમ! અંગવાળા સધળા લોકો અજન્મા છે! સંસારની ઉત્પત્તિ જગતનો કર્તા ઈશ્વર નથી, અને ચૌદભૂવન ઉત્પન્ન કરવાની સામગ્રી કઈ કઇ છે. એટલે ઇશ્વર વિના સઘળી ઉત્પત્તિ થાય છે એવા અનેક પ્રકારના સંદેહ આપના સંબંધમાં મંદ બુદ્ધિવાળા કરે છે પરંતુ આપને વિશે સંશયનું કંઇ પણ કારણ નથી પણ હું તો એમજ માનું છું કે તમારાથી જગતની ઉત્પત્તિ છે. ૬

**त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च।**

रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषांनृणामे-
को गम्यस्त्वमसि पयसामर्णव इव ॥ ७ ॥

ત્રણ વેદ, શાંખ્ય શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, શૈવશાસ્ત્ર અને વૈષ્ણવશાસ્ત્રો પોતપોતાના મનથી પોતપોતાના સિદ્ધાંતને અધીક માને છે. પણ જેવી રીતે સધળી નદીઓનું જળ જુદે જુદે માર્ગે થઈ એકજ સમુદ્રમાં મળી જાય છે તેવી જ રીતે દરેક માર્ગવાળાના એક આધારરૂપ તમો જ છો. ૭

महोक्षःखट्वांगं परशुरजिनं भस्म फणिनः
कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् । सुरास्तां
तामृद्धिं दधाति तु भवद्भ्रूप्रणिहितां नहि स्वा-
त्मारामं विषयमृगतृष्णा भ्रमयीत ॥ ८ ॥

હે વરદ ! ધરડો નંદી, બ્રહ્મકપાળ, ફરશી, મૃગચર્મ અને ભસ્મ, એટલી આપની સંપત્તિ છે અને દેવ લોકો આપની કૃપા દૃષ્ટિવડે રિદ્ધિ સિદ્ધિને ભોગવે છે. વિષયરૂપી મૃગ તૃષ્ણા પોતાના સ્વરૂપમાં રમણ કરનારા યોગીઓને ભમાવી શકતી નથી એવા યોગીઓમાં તમો એક શ્રેષ્ઠ છો. ૮

ध्रुवं कश्चित्सर्वं सकलमपरस्त्वध्रुवमिदं परो
ध्रौव्याध्रौव्ये जगति गदति व्यस्तविषये । सम-

स्तेऽप्येतस्मिन्पुरमथन तैर्विस्मित इव स्तुवञ्जिह्रे-
मि त्वां न खलु ननु धृष्टा मुखरता ॥ ९ ॥

હે પુરમથન! શૈવી લોકો આ સંપુર્ણ જગતને નિશ્ચય અર્થાત અવીનાશી કહે છે. બૌધ મતના નાસ્તિકો આ સર્વ જગતને નાશવાન અગર ચલાયમાન માને છે ને તેમનાથી ચઢીઆતા દીગંબર આ જગતને નિત્યાનિત્ય માને છે. એ રીતે મતવાદીઓ આ જગતને ભિન્ન ભિન્ન પ્રકૃતિથી યુક્ત માને છે તેથી હું અચંબો પામી આપની સ્તુતી કરતાં લજ્જા પામું છું કારણ નિશ્ચય છતાં અચંબો પામવો તેથી સ્તુતી કર્યા વિના ચાલતું નથી. ૯

तवैश्वर्यं यत्नाद्यदुपरि विरिंचो हरिरधः प-
रिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः । ततो भ-
क्तिश्रद्धाभरगुरुगृणद्भ्यां गिरिश यत् स्वयं तस्थे
ताभ्यां तव किमनुवृत्तिर्न फलति ॥ १० ॥

હે ગિરીશ! આપનો દેહ કે જેની અગ્નિ, વાયુ પર્યંત શાખા છે તમારા ઐશ્વર્યનો અંત લેવા ઉપર આકાશમાં બ્રહ્મા ગયા અને નીચે પાતાળમાં વિષ્ણુ ગયા પણ તેમને તે અંત હાથ આવ્યા નાહેં તે હારીને સંપૂર્ણ શ્રદ્ધા ભક્તિવડે આપની સ્તુતી કરવા લાગ્યા એવું આપનું ઐશ્વર્ય જાણવાને કોઇ સમર્થ થતું નથી તો પછી તમારી સેવા ફળીભૂત થતી નથી એ સમજવું કેવળ મુર્ખતા છે. ૧૦

अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरं दशा-
स्यो यद्बाहूनभृत रणकंडूपरवशान् । शिरःपद्म-
श्रेणीरचित चरणांभोरुहबलेः स्थिरायास्त्वद्भक्ते-
स्त्रिपुरहर विस्फू जितमिदम् ॥ ११ ॥

હે ત્રિપુર હર ! રાવણે બીન પરીશ્રમથી ત્રિભુવનને જીતીને શત્રુઓ છતાં નિડરપણાથી રાજ્ય કર્યું કે જેની વીશ ભુજાઓ યુદ્ધની ઇચ્છાને લીધે સળવળી રહેલી હતી ને જે રાવણ શીશરૂપી કમળની માળા બનાવી આપના ચરણ કમળની પુજા કરતો તે તમારી ભક્તિનો પ્રતાપ. ૧૧

अमुष्य त्वत्सेवासमधिगतसारं भुजवनं व-
लात्कैलासेऽपि त्वदधिवसता विक्रमयतः । अल-
भ्या पातालेऽप्यलसचलितांगुष्टशिरसि प्रतिष्ठा-
त्वय्यासीध्ध्रुवमुपचितो मुह्यति खलः ॥ १२ ॥

હે ભગવાન ! તમારી સેવાના ફળના બળને લીધે રાવણ પોતાના વીશ ભૂજાથી આપનો વસવાનો કૈલાસ ઉપાડતો હતો. તે આપે આપના અંગુઠાના છેડા રાવણના મસ્તકપર દબાવ્યો તેથી તેના હાથ દબાયા ને પાતાળમાં પણ રહી શકયો નહિં એવી આપના બળની સીમા છે. ૧૨

यदृद्धिं सुत्राम्णो वरद परमोच्चैरपि सतीम-

धश्वके बाणःपरिजनविधेयत्रिभुवनः । न तच्चित्रं तस्मिन्वरि वसितारि त्वच्चरणयोर्न कस्या उन्नत्यै भवति शिरसस्त्वय्यवनतिः ॥ १३ ॥

હે વરદાયક ! બાણાસુરે આપના ચરણની સેવા કરી ત્રિભુવનને તાબે કરી જેવી રીતે પોતાનો વૈભવ ઇંદ્રની મોટી સમૃદ્ધિકરતાં વધારી દીધો તેની માફક આપના ચરણની સેવા કરવાથી મનુષ્યને આપની સેવાનું ફળ મળે છે. ૧૩

अकांडब्रह्मांडक्षयचकितदेवासुरकृपोविधय- स्याडऽसीद्यस्त्रिनयन विषं संहृतवतः । स कल्माषः कंठे तव न कुरुते न श्रियमहो विकारोऽपिश्ला- ध्यो भुवनभय भंगव्यसनिनः ॥ १४ ॥

હે ત્રિલોચન ! સમય ન છતાં બ્રહ્માંડનો નાશ દેખીને દેવતા તથા અસુરો ગભરાયા તેથી આપે તેમના ઉપર કૃપા કરી વિષ પાન કર્યું તેથી આપના કંઠમાં ચીન્હસ્થિત જે થઈ આપને અતિશય શોભાને આપે છે તેમજ આ મોટી અચંબાની વાત છે કે સંસારના લોકોના દુઃખ દુર કરવાનું આપને વ્યસનજ છે. ૧૪

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे नि- वर्तंते नित्यं जगति जयिनो यस्य विशिखाः । स

पश्यन्नीश त्वामितरसुरसाधारणमभूत् स्मरः स्मर्तव्यात्मा न हि वशिषु पथ्यः परिभवः ॥ १५ ॥

હે ભગવન્! કામદેવના બાણોથી સઘળા દેવતા અસુરો તથા મનુષ્ય લોકો હમેશાં વિંધાઇ જાય છે ને બાણો પાછાં ફરતાં નથી પણ આપે બીજા દેવોની સમાન ન ગણવાથી તેને બાળી ભસ્મ કર્યો એ ઠીક કર્યું; કારણ આપનો અનાદર કરવો એ વિનાશનું કારણ છે. ૧૫

मही पादाघाताद्व्रजति सहसा संशयपदं पदं विष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् । मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥ १६ ॥

હે ભગવન્! તમે જગતની રક્ષાને સારૂ નૃત કરો છો તે વખતે પૃથ્વી આપના ચરણના સ્પર્શથી ઉંચી નીચી થવા લાગી. તે આપના હાથ ચક્રની માફક આકાશમાં ફરતી દેખીને ગૃહનો સમુહ કળેશિત થવા લાગ્યો ને આપની જટા ફેરવવાથી સ્વર્ગ વારંવાર ઉપર નીચે થાય છે; તેથી કરીને મને એમ નિશ્ચય લાગે છે કે આપની પ્રભુતા જાણવામાં આવે તેમ નથી. ૧૬

वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः प्रवाहो वारां यः पृषतलघुदृष्टः शिरसि ते । जग-

द्वीपाकारं जलधिवलयं तेन कृतमित्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः ॥ १७ ॥

હે ભગવન્! આપના શીર ઉપર જળનો મોટો પ્રવાહ જળના નાના દીપા બરાબર વહેતો જણાય છે કે જે પ્રવાહ આકાશમાં ફેલાએલા તારા ગણરૂપી સમુહથી શોભીત છે તેથી આપનું વિરાટ સ્વરૂપ અનુમાનથી જાણી શકાય છે કે આપનું શરીર દીવ્ય પ્રભાવ યુક્ત છે. ૧૭

रथः क्षोणी यंता शतधृतिरगेंद्रोधनुरथो रथांगे चंद्रार्कौ रथचरणपाणिः शर इति । दधिक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडंबरविधिर्विधेयैः क्रीडत्यो न खलु परत्रंताःप्रभुधियः ॥ १८ ॥

હે ભગવાન્! આપની ત્રિપુરાસુર દૈત્યને તૃણની સમાન બાળી ભસ્મ કરવાની ઇચ્છા થઇ ત્યારે આપને પારકી સામગ્રીની કેમ જરૂર પડી. જેવી કે પૃથ્વીરૂપી રથ, બ્રહ્મારૂપી સારથી, હિમાચલરૂપી ધનુષ સુર્ય અને ચંદ્રરૂપી રથના પૈડા અને વિષ્ણુરૂપી બાણ. જે બનવાનું તે બને છે. શક્તિ અને બુદ્ધિવાળા પુરૂષો પારકાની બુદ્ધિને વશ થતાં નથી. ૧૮

हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयोर्यदेकोने तस्मिन्निजमुदहरन्नेत्रकमलम् । गतो भ-

त्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषा त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् ॥ १९ ॥

હે ત્રિપુરહર! જે વખતે વિષ્ણુ ભગવાન આપના ચરણની પુજા સહસ્ર કમળવતી કરવા બેસે છે તે વખતે તેમાંથી એક કમળ ઓછું થાય તો આપનું કમળરૂપી નેત્રને ઉખાડી હજાર પુરા કરી પુજા કરી તે ભક્તિને લીધે સુદર્શન ચક્રરૂપી શકતી ત્રણ લોકની રક્ષા વાસ્તે આપે વિષ્ણુને આપેલી છે. ૧૯

क्रतौ सुप्ते जाग्रत्त्वमसि फलयोगे क्रतुमतां क्व कर्म प्रध्वस्तं फलति पुरुषाराधनमृते । अतस्त्वां संप्रेक्ष्य क्रतुषु फलदानप्रतिभुवं श्रुतौ श्रद्धां बध्वा दृढपरिकरः कर्मसु जनः ॥ २० ॥

હે ભગવન્! મનુષ્યો વેદપર શ્રદ્ધા રાખીને અને આપને યજ્ઞના ફળદાતા જાણીને દ્રઢ વિશ્વાસ રાખી કર્મ કરે છે. કારણ આપ બધા સુતા હોય છે તે વખતે જાગરણ કરો છે તેથી યજ્ઞ કરવાવાળાઓને નષ્ટ કર્મ ફળની પ્રાપ્તિ ઇશ્વરની આરાધના વિના સિદ્ધ થતી નથી. ૨૦

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृतामृषीणा मार्त्विज्यं शरणद सदस्याः सुरगणाः । क्र-

तुभ्रेषस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः ॥ २१ ॥

હે શરણાગતને પાળનારા દક્ષ પ્રજાપતિ પોતે યજ્ઞક્રિયામાં કુશળ હતો અને દેહધારીઓના સ્વામી એવા યજમાન પણ તમેજ હતા. ઋષિ લોકો યજ્ઞમાં હોમ કરાવતા હતા ને દેવતાઓની સભા ભરાઇ હતી એ રીતની સામગ્રી યજ્ઞમાં હતી તથાપી યજમાનની શ્રદ્ધા વીના દક્ષના યજ્ઞનો આપે નાશ કર્યો માટે શ્રદ્ધા વિનાનો યજ્ઞ વિપરીત ફળને આપે છે. ૨૧

प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं गतं रोहिद्भूता रिरमयिषुमृष्यस्य वपुषा । धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः ॥ २२ ॥

હે પૃથ્વીપતિ આપનો મૃગ સમાન વેગ હજુ પણ બ્રહ્માજીનો કેડો મુકતો નથી. એ બ્રહ્મા કેવા છે કે જેણે પોતાની પુત્રી મૃગલી થઇ તેની સાથે પોતે મૃગનું શરીર ધારણ કરી બળાત્કારે સંભોગ કરવાની ઇચ્છા કરી એવું જેણે કુકર્મ છોડયું નહિ. વળી તે પ્રજાપતિ કેવા છે કે કામીને કામથી વ્યાકુળ તે બ્રહ્માની શી દશા થઇ કે બ્રહ્મા સ્વર્ગમાં ગયા તોપણ આપે તેમનો કેડો મુકયો નહિ અર્થાત્ જો કોઈ કુકર્મ કરે છે તો તેને તેનું ફળ મળે છે. ૨૨

स्वलावण्याशंसा धृतधनुषमह्नाय तृणवत्पुरः प्लुष्टं दृष्ट्वा पुरमथन पुष्पायुधमपि । यदि स्त्रैणं देवी यम निरतदेहार्धघटनादवैति त्वामद्धा बत वरद मुग्धा युवतयः ॥ २६ ॥

હે ત્રિપુરાસુરને નાશ કરવાવાળા પાર્વતી આપની જે અર્ધાંગના તેની સમક્ષ આપે કામદેવને ઘાસની માફક બાળી ભસ્મ કર્યો તે પાર્વતી આપને સ્રીલંપટ માનવા લાગ્યા એ તેમનું મૂઢપણું છે. ૨૩

श्मशानेष्वाक्रीडा स्मरहर पिशाचाः सहचराश्चिताभस्तालेपः स्त्रगपि नृकरोटीपरिकरः । अमंगल्यं शीलं तव भवतु नामैवमखिलं तथाऽपि स्मतॄणां वरद परमं मंगलमसि ॥ २४ ॥

હે સ્મરહર ! આપ શમશાન ભૂમિમાં પીશાચોની સાથે ક્રીડા કરો છો ને રહો છો ને કપાળે ભસ્મનું લેપન કરો છો અને ગળામાં મનુષ્યના કપાળની માળા ધારણ કરો છો, હે વરદાન આપવાળા આપના સૃંગાર જો કે અમંગળરૂપ છે. તથાપિ જે પુરૂષો તમારૂં સ્મરણ કરે છે તેને તો આપ અધિક મંગળરૂપ છો. ૨૪

मनः प्रत्यक्चित्ते सविधमाविधायात्तमरुतः

प्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः । यदा-
लोक्याह्लादं हृद इव निमज्जयामृतमये दधत्यंत-
स्तत्त्वं किमपि यमिनस्तत्किल भवान् ॥ २५ ॥

જે તત્વનું યોગેશ્વરો પોતાનો શ્વાસ રોકીને અને પોતાના રૂંવાટા ઉભા કરીને અને પોતાની આંખો પ્રેમરૂપી જળથી ભરીને પોતાનું મન આત્મામાં લગાવીને પોતાના હૃદયના તત્વને કે જેનું વાણીથી પણ વર્ણન કરી શકાતું નથી એવા તત્વને જોઇને આનંદ પામે છે તે તત્વ નિશ્ચય કરીને તમેજ છો. ૨૫

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतव-
हस्त्व मापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति
च । परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रति गिरं
न विद्मस्त्वत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥२६॥

હે ભગવાન્! તમો સુર્ય, ચંદ્રમા, પવન, અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી અને આત્મા છો. આપનું વર્ણન આવા જુદા જુદા નામથી કરે છે તેની બુદ્ધિ દ્રઢ છે. પણ હું તો એવું એકે તત્વ જોતો નથી કે જેમાં તમે ન હો. ૨૬

त्रयीं तिस्रो वृत्तीस्त्रिभुवनमयो त्रीनपिसु-
रानाकाराद्यैर्वर्णैस्त्रिभिदधत्तीर्णविकृति । तुरीयं ते

धाम ध्वनिभिरवरुंधानमणुभिः समस्तव्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ॥ २७ ॥

હે શરણાગત પાલક ! ત્રિભૂવન, ત્રણે વૃતી, ત્રણે દેવતા અને ત્રણ અકારાદિ વર્ણ સઘળાને ધારણ કરવાવાળા તમો પોતે અવીકારી છો એવા તમારા ચોથા સ્થાનની ઓંકાર પદ સ્તુતી કરે છે. ૨૭

भवः शर्वोरुद्रः पशुपतिरथोग्रः सह महांस्तथा भीमेशानाविति यदभिधानाष्टकमिदम् । अमुष्मिन्प्रत्येकं प्रविचरति देवश्रुतिरपि प्रियायास्मै धाम्ने प्रविहितनमस्योऽस्मि भवते ॥ २८ ॥

હે દેવ ! ભવ, શર્વ, રૂદ્ર, પશુપતિ, ઉગ્ર, સહ, મહાન, ભીમ, ઈશાન એ જે તમારા આઠ નામ છે તે નામથી દેવતાઓ આપના તેજોમય સ્વરૂપને પ્રસન્ન કરવા સારૂ સ્તુતી કરે છે તે નામથી હું પુષ્પદંત એવા જે આપ તેમને નમસ્કાર કરૂં છું. ૨૮

नमो नेदिष्ठाय प्रियदव देविष्ठाय च नमो नमः क्षोदिष्ठाय स्मरहर महिष्ठाय च नमः । नमो वर्षिष्ठाय त्रिनयन यविष्ठाय च नमो नमः सर्वस्मै ते तदिदमतिसर्वाय च नमः ॥ २९ ॥

હે પ્રિયદેવ! આપ સમીપ રહેલાને તથા દુર રહેલાને હું નમસ્કાર કરૂં છું. અતિ સૂક્ષ્મરૂપ, ત્રિનયન, વૃદ્ધરૂપ અને તરૂણ રૂપ આપને મારા નમસ્કાર છે. સર્વ સર્વરૂપ તમને નમસ્કાર છે. એ રીતે સર્વ દ્રષ્ટરૂપ તમો છો. ૨૯

बहलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नमः प्रबलतमसे तत्संहारे हराय नमो नमः प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नमः ॥ ३० ॥

હે ભગવન! સંસારની ઉત્પત્તિ વખતે અધિક રજોગુણવાળું જે ભવરૂપ તમારૂં તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું, ને જગતને નાશ કરવા સારૂ તમોગુણવાળુ આપનુ જે હરરૂપ તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ને મનુષ્યોને સુખ આપવા સારૂ સત્વ ગુણયુક્ત આપનું જે સુખરૂપને હું નમસ્કાર કરૂં છું. અને ત્રિગુણથીપર જે આપનું કલ્યાણરૂપ તેને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ૩૦

कृशपरिणति चेतःक्लेशवश्यं क्व चेदं क्व च तव गुणसीमोल्लंघिनी शश्वदृद्धिः । इति चकितममंदीकृत्य मां भक्तिराधाद्वरदश्वदृद्धिः चरणयोर्दते वाक्य पुष्पोपहारम् ॥ ३१ ॥

હે વરદાન આપવાવાળા! હું સ્વપ્નના વીચારની પેઠે અલ્પ પ્રણામ કરૂં છું. હું દુઃખને આધીન અને અ-

સ્થીર ચિત્તવાળો આપની ત્રણ ગુણથી પર મહિમાનો અ-જાણ આપની ચકિત થઇને ભક્તિ કરૂં છું ને વાક્યરૂપી પુષ્પોના હાથથી આપના ચરણ કમળની સેવા કરૂં છું. ૩૧

असितगिरिसमंस्यात्कज्जलं सिंधुपात्रे सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी । लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणानामीश पारं न याति ॥ ३२ ॥

હે સ્વામી ! આપના ગુણોનો નીલગીરી જેવા કાજળની સમુદ્ર જેવા પાત્રમાં સમાઇ રહે તેવી સહીથી અને કલ્પવૃક્ષના ડાળાની લેખણથી સારદા સર્વે કાળ લખે તો-પણ પાર આવે - હીં. ૩૨

असुरसुरमुनींद्रैरर्चितस्येंदुमौलेर्ग्रथितसगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य । सकलगणवरिष्ठः पुष्पदंताभिधानो रुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥

બાણાસુરાદિ અસુરો, બ્રહ્માદિ દેવો તથા મન્વાદિ નરેંદ્રો વગેરે સરવે, જે ઇશ્વરના મસ્તકપર ચંદ્ર છે તથા મા-યાની ઉપાધિસહિત પોતેજ ઇશ્વર છે કે જેમના ગુણોનો મહિમા અતિ વિખ્યાત છતાં અનન્વય, વંશપરંપરા ગોત્ર

રહિત તથા નિરગુણ છે, તે ઈશ્વરનું અરચન (પુજન) કરે છે, તેમની મદ્ધુર પ્રેમાઽર્વૃત્તિથી, સકલ ગુણોથી સંયુક્ત એવો હું પુષ્પદંત આચારી, આ મહિમ્ન સ્તોત્રવડે સ્તુતિ કરૂં છું. ૩૩

अहरहरनवद्यं घूर्जटेः स्तोत्रमेतत्पठति परमभक्तया शुद्धचित्तः पुमान्यः । स भवति शिवलोके रुद्र तुल्यस्तथाऽत्र प्रचुरतरधनायुःपुत्रवान्कीर्तिमांश्च ॥ ३४ ॥

આ મહિમ્ન સ્તોત્રને કરનાર હું પુષ્પદંત આચારી કહું છું કે જે મનુષ્ય હાથ જોડીને, શંકરમાં ચિત્ત લગાવીને શ્રદ્ધાવડે આ મહિમ્ન સ્તોત્રનો પાઠ કરે છે. તે પુરૂષ કિંનરોએ સ્તવન કરેલા શિવની સમીપ કૈલાશમાં વાસ કરે છે આ મહિમ્નનો પાઠ કરનાર પુરૂષનું ઈંદ્રાદિ દેવો તથા વશિષ્ઠાદિ મુનિયો વગેરે પુરૂષ સ્વર્ગને પામશે તથા નિસકામપણે કરશે તે પુરૂષ મુક્ત થશે. આ મહિમ્નનો પાઠ કરનારા સર્વ પુરૂષો અંતઃકરણ શુદ્ધિ દ્વારાએ જ્ઞાન પ્રાપ્તિ થવાથી મોક્ષ પામશે. માટે આ મહિમ્ન સ્તુતિનું મહાન ફળ છે. ૩૪

महेशान्नापरो देवो महिम्नो नापरा स्तुतिः ।
अघोरान्नापरो मंत्रो नास्ति तत्त्वं गुरोः परम् ३५

શંકર સમાન કોઈ દેવ નથી, અઘોર મંત્ર સમાન કોઈ મંત્ર નથી, બ્રહ્મવેત્તા ગુરૂ સમાન કોઈ ગુરૂ નથી; તેમજ મહિમ્નસ્તોત્ર સમાન ઈશ્વરની કોઈ સ્તુતિ નથી. ૩૫

दीक्षा दानं तपस्तीर्थं ज्ञानं यागादिकाः क्रियाः । महिम्नस्तव पाठस्य कलां नार्हंति षोडशीम् ॥ ३६ ॥

દિક્ષાકર્મના નિયમ. દાન, તપ, તિર્થયાત્રા, હોમ તથા યજ્ઞાદિ કર્મકાંડ ક્રિયા કરવાથી જે જે ફળોની પ્રાપ્તીઓ થાય છે. તે સર્વે ફળોની પ્રાપ્તીયોનો સમુદાય મહિમ્નસ્તોત્રની સોળમી કળાને પોંહોંચતો નથી. ૩૬

कुसुमदशननामा सर्वगंधर्वराजः शशिधरवरमौलेर्देवदेवस्य दासः । सगुरुनिजमाहिम्नो भ्रष्ट एवास्य रोषात्स्तवनमिदमकार्षीद्दिव्यदिव्यं महिम्नः ॥ ३७ ॥

જેના પુષ્પ તુલ્ય દાંત છે, સકલ ગંધર્વોનો રાજા છે, દેવનો દેવ શંકરનો દાસ છે, તેણે ચંદ્રશેખર એટલે મહાદેવના આ મહિમ્ન સ્તોત્રની રચના કરી છે. શંકરના રોષને લીધે પુષ્પદંત આચારીની આકાશગમનની સિદ્ધિનો નાશ થયો છે તેથી દેવોના ગુરૂ શંકરની સ્તુતિ આ મહિમ્ન સ્તુતી સર્વની સ્તુતીયો કરતાં અધિક તથા દિવ્ય છે;

કારણ કે આ સ્તુતિ દિવ્ય આત્માની પ્રાપ્તીના હેતુ છે. ૩૭

सुरवरमुनिपूज्यं स्वर्गमोक्षैकहेतुं पठति यदि मनुष्यः प्रांजलिर्नान्यचेताः । व्रजति शिवसमीपं किंनरैः स्तूयमानः स्तवनमिदममोघं पुष्पदंतप्रणीतम् ॥ ३८ ॥

આ મહિમ્ન સ્તોત્ર શ્રી પુષ્પદંત આચાર્યના મુખથી પ્રગટ થયું છે. આ મહિમ્ન સ્તોત્રના પાઠથી સર્વ પાપોનું નિવારણ થાય છે. વળી આ સ્તોત્ર શંકરને પ્રિય છે માટે જે પુરૂષ ચિત્તને દૃઢ કરીને નિત્ય કંઠે પાઠ કરે છે તે પુરૂષપર ભુતપતિ મહેશ પ્રસન્ન થાય છે. શંકરની કૃપાદૃષ્ટિથી મુમુક્ષુઓને મોક્ષ થાય છે. ૩૮

श्रीपुष्पदंतमुखपंकजनिर्गतेन स्तोत्रेण किल्बिषहरेण हरप्रियेण ॥ कंठस्थितेन पठितेन समाहितेन सुप्रीणितो भवति भूतपतिर्महेशः ॥ ३९ ॥

જે પુરૂષ પ્રાતઃકાળે ઉઠીને પરમ ભક્તિવડે શંકરની સ્તુતિનો આ પાઠ કરશે તે પુરૂષ ચિતશુદ્ધિ દ્વારાએ શીવલોકમાં રૂદ્રતુલ્ય જ્ઞાનવાન થશે, સકામી પુરૂષોના આત્માકાય કારણ સહિત ધન પુત્રાદિ સમૃદ્ધિ યુક્ત થશે. આ મહિમ્નનો પાઠ કરનારો પુરૂષ દીર્ઘાયુ થવા છતાં પુત્ર તથા કીર્તીમાન થશે. આ મહિમ્નનો પાઠ સકામી પુરૂષોને સકળ

ભોગોનો હેતુ છે તથા નિષ્કામી પુરૂષોને અંતઃકરણની શુદ્ધી થવાથી જ્ઞાનપ્રાપ્તીને લીધે મોક્ષનો હેતુ છે. ૩૯

હવે આ સ્તોત્રની સમાપ્તી કરે છે.

इत्येषा वाङ्मयी पूजा श्रीमच्छंकरपादयोः।
अर्पिता तेन मे देवः प्रीयतां च सदाशिवः॥४०॥

પવીત્રતાના હેતુયુક્ત આ સ્તોત્ર સમાપ્ત થયું છે, આ સ્તોત્રનું કથન પુષ્પદંત ગંધર્વે કર્યું છે. આ મહિમ્નસ્તોત્ર તુલ્ય બીજું કોઈપણ સ્તોત્ર નથી; તેથી આ સ્તોત્ર વિષે સર્વેનું મન આશક્ત થાય છે. આ સ્તોત્રમાં માત્ર ઈશ્વરનું જ વર્ણન કર્યું છે. કારણ કે ઈશ્વરના ગુણકથનની આગળ બીજી સકળ ચતુરાઈઓ વ્યર્થ છે ॥ ૪૦ ॥

इति श्रीपुष्पदंतविरचितं शिवमहिम्नः
स्तोत्रं संपूर्णम्



ॐ

# नर्मदाष्टकम्.

## नाराचवृतम्.

सबिन्दुसिन्धुसुस्खलत्तरंगभंगरंजितं । द्विषत्सु पापजातघातकारिवारिसंयुतम् ॥ कृतान्तदूत कालभूतभीतिहारिवर्मदे । त्वदीयपादपंकजं नमामि देवी नर्मदे ॥ १ ॥

અર્થઃ—યમદુત, કાળભૂત, વિગેરેના ભયને હરનારાં અને રક્ષા કરનારાં હે નર્મદા દેવિ ! જળના બિન્દુવાળાં ઉછળતાં સમુદ્રનાં મોજાંના વિભાગોથી મનોહર અને શત્રુસમૂહ વિષે રહેલા પાપના ઢગલાનો નાશ કરનારાં નિર્મળ જળવડે સંયુક્ત એવાં આપના ચરણકમળને હું નમું છું.

त्वदंबुलीन दीनमीनदिव्यसंप्रदायकं । कलौमलौघ भारहारि सर्वतीर्थनायकम् ॥ सुमत्स्यकच्छनक्रचक्रचक्रवाकशर्मदे ॥ त्वदीय० ॥ २ ॥

અર્થઃ—જળમાં વાસ કરનારા એવા મત્સ્ય, કાચબા તથા મગરના સમૂહને અને ચક્રવાક નામનાં પક્ષીને પણ

સુખદાયક એવાં હે નર્મદે! તમારે વિષે નિરંતર મગ્ન રહેલા એવા દીન મત્સ્યોને દીવ્યપદ આપનારાં તથા આ કલીયુગમાં સર્વ પાપના શમુદાયને નાશ કરનારાં અને સર્વ તીર્થથાં શ્રેષ્ટ એવાં જળે કરીને યુક્ત એવાં આપનાં ચરણ કમળને હું પ્રણામ કરૂં છું.

महागंभीरनीरपूरपापधूतभूतलं । ध्वनत्समस्तपातकारि दारितापदाचलम् ॥ जगल्लये महाभये मृकन्डसूनुहर्म्यदे ॥ त्वदीय० ॥ ३ ॥

અર્થઃ—મહા ભયંકર એવા પ્રલયકાળને વિષે માર્કંડેય ઋષીને આશ્રય આપનારાં હે નર્મદે! અત્યંત ગંભીર એવા જળપુરે કરી જેણે સર્વ લોક નિષ્પાપ કર્યાં છે તથા શબ્દ કરનારાં એવાં સમસ્ત પાતકોનો નાશ કરનારાં અને પર્વત સરખા સંકટોને પણ દુર કરનારાં એવાં આપનાં ચરણકમળને હું નમસ્કાર કરૂં છું.

गतं तदैव मे भयं त्वदंबु वीक्षितं यदा । मृकन्डसूनुशौनकासुरारिसेवि सर्वदा ॥ पुनर्भवाब्धिजन्मजं भवाब्धिदुःखवर्मदे ॥ त्वदीय० ॥४॥

અર્થઃ—વળી માર્કન્ડેય ઋષી, શૌનક ઋષી તથા અનેક દેવતાઓ નીરંતર સેવન કરેલું એવું તમારૂં જળ જ્યારે મેં દીઠું ત્યારે જન્મ મરણરૂપ સંસારથી ઉત્પન્ન થએ

હો મારો સભ્રમ ભય નાશી ગયો એવાં હે સુખદાયક રૂદ્રદેહા! (શંકરી-નર્મદા દેવી! તમારાં પદ કમળને હું નમન કરૂં છું.

अलक्षलक्षकिन्नरानरासुरारिपूजितं । सुलक्षनीरतीरधीरपक्षिलक्षकूजितम् ॥ वसिष्ठशिष्टपिप्पलादिकर्दमादिशर्मदे ॥ त्वदीय० ॥ ५ ॥

અર્થઃ—વસીષ્ટ તથા શ્રેષ્ટ એવા પીપ્પલાદ ઋષી અને કર્દમ ઋષી ઈત્યાદીકને સુખદાયક એવાં હે નર્મદે! અદૃશ્ય એવા લાખો કીન્નર, દેવ તથા દૈત્ય અને મનુષ્ય એમણે પુજન કરેલાં તથા સુંદર એવાં તમારાં જળનાં તીર ઉપર રહેલા ધીર એવા લાખો પક્ષી જ્યાં કીલકીલાટ કરે છે એવાં આપનાં પાદામ્બુજને હું પ્રણમું છું.

सनत्कुमारनाचिकेतकश्यपात्रिषट्पदै— । धृतं स्वकीयमानसेषु नारदादिषट्पदैः ॥ रवीन्दुरन्तिदेवदेवराजकर्मशर्मदे ॥ त्वदीय० ॥ ६ ॥

અર્થઃ—સૂર્ય, ચંદ્ર, રંતીદેવ અને ઇંદ્ર એમને સુખદાયક એવી હે નર્મદે! સનત્કુમાર, નાચીકેત, કશ્યપ, અત્રી તથા નારદાદિક ઋષીરૂપ જે છ પગવાળા ભ્રમર તેમણે પોતાના હૃદયમાં ધારણ કરેલાં એવાં તમારાં ચરણામ્બુજને હું (સાષ્ટાંગ દંડવત) પ્રણામ કરૂં છું.

अलक्षलक्षलक्षपापलक्षसारसायुधं । तटस्थजीवजन्तुतन्तुभुक्तिमुक्तिदायकम् ॥ विरंचिविष्णुशंकरस्वकीयधामवर्मदे ॥ त्वदीय० ॥ ७ ॥

અર્થઃ—બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એમને પોતાનું પદ આપનારાં હે નર્મદા દેવી! જેની ગણત્રી કરવા ધારીએ તો તે મનમાં પણ આવે નહીં એવાં લાખો પાતકોને નાશ કરવા પ્રબળ આયુધ (તલવાર સરખાં અને આપના કીનારા ઉપર નીવાસ કરનાર પ્રાણીવર્ગને આ લોકનું સુખ તથા મુક્તીપદ આપનારાં એવાં તમારાં પદકમળને હું (વારંવાર) પ્રણામ કરૂં છું.

अहोऽमृतं स्वनं श्रुतं महेशकेशजातटे । किरातसूतवाडवेषु पन्डिते शठे नटे ॥ दुरन्तपापतापहारि सर्वजंतुशर्मदे ॥ त्वदीय० ॥ ८ ॥

અર્થઃ—અહો શંકરની જટાથી ઉત્પન્ન થએલાં એવાં રેવાજીના તટ ઉપર મેં અમૃત સરખો આનન્દદાયક શબ્દ સાંભળ્યો. માટે સકલ પ્રાણી માત્રને સુખ આપનારાં એવાં હે નર્મદા દેવી! કીરાત (ભીલ), સૂત, બ્રાહ્મણ, પંડીત, ધૂર્ત, નટ, એમને વિષે રહેલા અનંત પાપપુંજને નાશ કરનારાં તમારાં ચરણકમળને હું પ્રણામ કરૂં છું.

इदन्तु नर्मदाष्टकं त्रिकालमेव ये सदा ।

पठन्ति ते निरंतरं न यान्ति दुर्गतिं कदा ॥ सुलभ्यदेहदुर्लभं महेशधामगौरवं । पुनर्भवान्नरा न वै विलोकयंति रौरवम् ॥ ९ ॥

અર્થઃ—જે લોકો આ નર્મદાષ્ટકનું ત્રિકાળ પઠન કરે છે તે લોકો ક્યારે દુર્ગતીને પામતા નથી. તથા અન્ય લોકોને દુર્લભ એવા શીવ લોકને વીષે જાય છે. તથા આ લોકમાં માન સન્માન પામે છે અને અનેક ભવની પરંપરાને તથા રૌરવાદીક નરકોને તે જોતા નથી.

॥ इति श्रीमच्छंकराचार्य विरचितं
श्रीनर्मदाष्टकं संपूर्णम् ॥



# श्री द्वादश ज्योतिर्लिंग स्तोत्रम्

॥ श्रीगणेशाय नमः ॥

॥ सौराष्ट्रदेशे विशदेऽतिर-
म्ये ज्योतिर्मयं चंद्रकलावतं-
सम् ॥ भक्तिप्रदानाय कृपाव-
तीर्णं तं सोमनाथं शरणं प्रप-
द्ये ॥ १ ॥ श्रीशैलसंगे विबुधा-
तिसंगे तुलाद्रितुंगे ऽपि मुदा
वसंतम् ॥ तमर्जुनं मल्लिकपू-
र्वमेकं नमामि संसारसमुद्रसे

तुम् ॥ २ ॥ अवंतिकायां वि-
हितावतारं मुक्तिप्रदानाय च
सज्जनानाम् ॥ अकालमृत्योः
परिरक्षणार्थं वंदे महाकाल-
महासुरेशम् ॥ ३ ॥ कावेरि-
कानर्मदयोः पवित्रे समागमे
सज्जनतारणाय ॥ सदैव मां-
धातृपूरे वसंतमोंकारमीशं
शिवमेकमीडे ॥ ४ ॥ पूर्वोत्तरे
प्रज्वलिकानिधाने सदा वसंतं

गिरिजासमेतम् ॥ सुरासुरा-
राधितपादपद्मं श्रीवैद्यनाथं
तमहं नमामि ॥५॥ याम्ये स-
दंगे नगरेऽतिरम्ये विभूषितांगं
विविधैश्च भोगैः॥ सद्भक्तिमु-
क्तिप्रदमीशमेकं श्रीनागनाथं
शरणं प्रपद्ये॥६॥ महाद्रिपार्श्वे
च तटे रमंतं संपूज्यमानं सततं
मुनींद्रैः ॥ सुरासुरैर्यक्षमहोर-
गाद्यैः केदारमीशं शिवमेक-

मीडे॥७॥सह्याद्रिशीर्षे विमले
वसंतं गोदावरीतीरपवित्रदेशे
॥ यद्दर्शनात्पातकमाशु नाशं
प्रयाति तं त्र्यंबकमीशमीडे ॥
८॥ सुताम्रपर्णीजलराशियोगे
निबध्य सेतुं विशिखैरसंख्यैः
॥ श्रीरामचंद्रेण समर्पितं तं
रामेश्वराख्य नयत नमामि
॥९॥ यं डाकिनीशाकिनिका-
समाजे निषेव्यमाणं पिशि-

ताशनैश्च ॥ सदैव भीमादि-
पदप्रसिद्धं तं शंकरं भक्तहितं
नमामि ॥ १० ॥ सानंदमानंदवने
वसंतमानंदकंदं हतपापवृंदम्
॥ वाराणसीनाथमनाथनाथं
श्रीविश्वनाथं शरणं प्रपद्ये ॥
११ ॥ इलापुरे रम्यविशालकेऽ
स्मिन्समुल्लसंतं च जगद्वरे
ण्यम् ॥ वंदे महोदारतरस्वभावं
घृष्णेश्वराख्यं शरणं प्रपद्ये ॥

१२ ॥ ज्योतिर्मयद्वादशलिंग
कानां शिवात्मनां प्रोक्तमिदं
क्रमेण॥स्तोत्रं पठित्वा मनुजो
ऽतिभक्त्या फलं तदालोक्य
निजं भजेच्च ॥ १३ ॥ इति
श्रीद्वादशज्योतिर्लिंगस्तोत्रम

समाप्त.

